# મહાત્મા ગાંધીજીનું
# વચનામૃત




સંગ્રહ કરી છપાવનાર

મનુ. જનુ એન્ડ કો.

ખેશ્વરી ...ક—વઢવાણ સીટી.



સંવત ૧૯૭૮ સને ૧૯૨૧

---

'વસંત' મુદ્રણાલયમાં ચીમનલાલ ઠક્કરલાલે છાપ્યું

રાયપુર, શામળાની પોળ પાસે—અમદાવાદ.

---

કીંમત રૂ. ૦—૧—૦

દાન આપવાનું સુપાત્ર સ્થળ

# શ્રી કાઠીયાવાડ તિલકમંદિર-જ્ઞાનમઠિકા.

વઢવાણ શહેર.

નિરાધાર બાળકોનું પોષણ થાય છે, વિદ્યાભ્યાસ અને હુન્નર, ઉદ્યોગ, [illegible] વણવાનું શિક્ષણ મળે છે. નીચેના સરનામે દાન મોકલો—

સંસ્થાપક:—શ્રી કા. તિલકમંદિર-જ્ઞાનમઠિકા
ઠે. કનેડી-વઢવાણ શહેર.

# સ્વરાજ્યનો સંદેશો



ઘરેઘર રેંટીઓ રાખો કહે છે મહાત્મા ગાંધી,
સુતરને તાંતણે લઇશું વીરા સ્વરાજ્યને સાંધી;
નથી લડવું નથી મરવું નથી કંઈ મારવા જાવું,
ભુષણ એ ખાદી પહેરીને અસહકારી હવે બનવું.
સુદર્શન ચક્રના જેવો, વિજયના નાદ કરનારો,
સકળ સિદ્ધિ એ દેનારો, રૂપાળો રેંટીઓ મારો.
શું એનો સ્વાદ મીઠો છે રૂડું સંગીત ગાનારો,
મહાત્માને ઘણો વ્હાલો સુખી સ્વદેશ કરનારો.
કરો સૌ પાઠ ને પૂજા હમારો રેંટીઓ રાજા,
સજીવન રેંટીઓ કરતાં વાગ્યાં સ્વરાજ્યનાં વાજાં.
દયાળુ રેંટીઓ મ્હારો ઘણાંનાં પેટ ભરનારો,
જગતમાં છે નહીં આવો અમૂલ્ય દાન દેનારો.
અમારા દેશનું ગૌરવ સદા છે રેંટીઆ માંહી,
વિસાર્યો રેંટીઓ જ્યારે ભરાણી ફેશનો આંહી.
ડરાવે દેવ ને દાનવ એવો છે રેંટીઓ શૂરો,
વધારે દેશનું ગૌરવ સગુણી રેંટીઓ રૂડો
હીરો કહે હાથ જોડીને પધારો રેંટીઆ બાપુ,
તમારી સેવની ખાતર કહો તો પ્રાણુ મમ આપું.

( હીરાલાલ. )



# રૂડો મ્હારો રેંટીઓ



(રાગ—વાલા વેગે આવોરે—
દયા દીલ લાવોરે. )

ધીરો ધીરો ચાલેરે,
મીઠા મીઠા ગાજેરે;
રૂડો મારો રેંટીઓજી,
એ રેંટીઆમાં દેશોદયના નીકળે તાર,
એ તારે તારે ભારતનો ભાળું ઉદ્ધાર;
ધીરો ધીરો ચાલેરે,
મીઠા મીઠા ગાજેરે;
રૂડો મારો રેંટીઓજી.

સાખી—ત્રાક રૂડી પંખા રૂડા, ઉજવળ તેમાં નાથ;
ઉજવળ પૂણીઓ ઓપતી, ઉજવળ મ્હારા હાથ.

દુખો સહુ હરતોરે,
અભયપણે ફરતોરે;
રૂડો મ્હારો રેંટીઓજી. ધીરો ધીરો૦

ર. મનહર વરતેજવાળા

# સ્વદેશ ગઝલ



સર ફરોશીકી તમન્ના અબ હમારે દિલમેં હૈ
દેખના-હૈ જોર કિતના બાજુએ કાતિલમેં હૈ
રહેરવે રહે મહોબ્બત રહેન જાના રાહમેં
લજ્જતે શહેરાન-વર્દી દૂર યે મંઝીલમેં હૈ
આજ ફિર મકતલમેં કાતિલ કહે રહા હૈ બાર બાર
ક્યા તમન્ના એ શહાદત ભી કીસીકે દિલમેં હૈ ?
અય શહીદે મુલ્ક-ઓ-મિલ્લતમૈ તેરી ઉપર નિસાર
અબ તેરી હિમ્મતકા ચર્ચા ગૈરકી મહફીલમેં હૈ
વક્ત આને દે તુઝે બતલાયગે અય આસમા !
હમ અભીસે ક્યા બતાદે ક્યા હમારે દિલમેં હૈ
અબ ન પહેલે વલવલે હૈ ઓર ન અરમાનોંકી ભીડ
સિર્ફ મિટ જાનેકી ઇક હસરત દિલે બિસ્મિલમેં હૈ



# વંદે માતરમ્ સ્તોત્ર

શુદ્ધ સુંદર અતિ મનોહર મંત્ર વંદે માતરમ્
મૃદુલ સુખકર દુઃખહારી મંત્ર વંદે માતરમ્;
મંત્ર યહ હૈ તંત્ર યહ હૈ જંત્ર વંદે માતરમ્,
સિદ્ધિદાયક બુદ્ધિદાયક એક વંદે માતરમ્.
ઓજમય બલકાંતિમય સુખશાંતિ વંદે માતરમ્;
મતિ પ્રદદાયક અતિ સહાયક મંત્ર વંદે માતરમ્,
હરઘડી ઘરબાર હો હરનામ વંદે માતરમ્.
જપિયે નિરંતર શુદ્ધ મનસે મંત્ર વંદે માતરમ્,
સોતે સમય ખાતે સમય કલગાન વંદે માતરમ્,
આઠે પહર દિલમેં રહે મૃદુતાન વંદે માતરમ્.
જેલમાં હો તો જપો શુભ જાપ વંદે માતરમ્;
બેડીઓ ઝંકાર દે શુભ તાન વંદે માતરમ્.
વીર ગોલી તોપકી હૈ હાડ વંદે માતરમ્;

(નાગપુર કોંગ્રેસ)



# જય જય બોલો હિન્દુસ્તાન

રાગ—(ઝેર ગયાં ને વેર ગયાં વળી કાળાં કેર ગયાં કરનાર).

હર હર હર મહાદેવ પુકારો, અલ્લાહુ અકબર રહેમાન;
હિન્દુ મોસલીમ એક થઇને, જય જય બોલો હિન્દુસ્તાન.
આ ભૂમિ આપણી દેશ આપણો, એ પર જાન કરો કુરબાન;
ત્રીસ કોટી ભારતનાં તનુજો, જય જય બોલો હિન્દુસ્તાન.
એક કુટુંબી ભાઇ આપણે, માતા ભારતનાં સંતાન;
હિંદુ પારસી મુસલમીન સૌ, જય જય બોલો હિન્દુસ્તાન.
મંદિરને મસ્જીદ બન્ને છે, ઈશ્વર કેરાં ઊંચાં ધામ;
ભાઇ ભાઈમાં ભેદ ન હોયે, જય જય બોલો હિન્દુસ્તાન.
એક નેક ને એક ટેકથી, કરો એકતા કેરૂં પાન;
રગ રગમાં સત્યાગ્રહ રેડી, જય જય બોલો હિન્દુસ્તાન.
ધમ ધમ ધમ ધમ ધરા ધ્રુજાવો, ફરકાવો ઉંચાં નિશાન;
સ્વરાજ્યના ડંકા ગગડાવી, જય જય બોલો હિન્દુસ્તાન.
દૈવી યુદ્ધના શાન્ત સૈનિકો, સ્થુળ બળનું હરવા અભિમાન;
સ્વાર્પણ કેરાં શસ્ત્ર સજીને, જય જય બોલો હિન્દુસ્તાન.
તલવારો બંદુક ભાલાથી, ઉંચાં છે આત્માનાં સ્થાન;
શરીર પડે પણ એ તો અમ્મર જય જય બોલો હિન્દુસ્તાન.
વિજયમાળ લઈ સ્વર્ગ સુંદરી, તત્પર છે કરવા સન્માન;
માતૃ વેદીમાં પ્રાણ અર્પીને, જય જય બોલો હિન્દુસ્તાન.

ચંદુલાલ નંદલાલ દેસાઇ

# ખીલાફતકે લીએ દુઆ

ઇલાહી ભરોસા તેરા હર ઘડી હે,
મુસલમીન પર એક મુશ્કીલ પડી હે—ઇલાહી.
તૂ મુશ્કીલકો હલકર તેરી શાં બડી હે,
નસારાકી ફોજે જો સામ્ને ખડી હે—ઇલાહી.
યે ખ્યાલ ઉનકે દીલમેં હોહોગા સબો રોજ,
કે મુલતાનકા મુમલીક બડા હે—ઇલાહી.
ઇસે બેચ લેવેંગે જો મીલકે બાહમ,
યે સેતાન કે દીલમેં આકર અડી હે—ઇલાહી.
મગર યે નહિ જાનતે વો ખુદાયા,
કે ઇમદાદ ઇનકો ખુદાકી બડી હે—ઇલાહી.
મુસલમીન આપસમેં તુમ એક હો જાવ,
ખુદા ફીરતો ઇમદાદ પર હરઘડી હે—ઇલાહી.
મુસલમીન મીલકર જો કરતે દુવાયેં,
દુવા ઉનકી સમશીરસે બડી હે—ઇલાહી.
જબ દીલ જો મીલકર કરતે દુવાયે,
વો આહે નહિ બલકે તોફે બડી હે—ઇલાહી.
મુસલમીનકા જો ચાહતે બૂરા હે,
મુંહ પર ઇનકે જો લ્યાનત પડી હે—ઇલાહી.
અબ આગે ન કર શકતે કુચ ઔર કમતર,
ખુદા ઇનકો ટાલે મુસીબત બડી હે—ઇલાહી.

( મોલવી અબદુલા ).

# રેંટીઆ સ્તોત્ર

પ્રાચીન અમારા દેશનો ઉદ્યોગ ગૃહ આ રેંટીઓ,
ઘર ઘર ફરી જાગૃત કરો પાછો મુકેલો રેંટીઓ;
જેટલા આંટા તમારા હાથ ફરશે રેંટીઓ,
તેટલું સ્વરાજ્ય પાસે લાવશે આ રેંટીઓ.
મૃતપ્રાય ભારત દેશનું છે એક અમૃત રેંટીઓ,
ભારત તણા સૌ રોગનું છે એક ઔષધ રેંટીઓ.
લાખો નિરાશાની મહીં આશા કીરણુ છે રેંટીઓ,
ભારત તિમીર દળ ભેદીને ચમકી રહ્યો છે રેંટીઓ.
મશગુલ થઈ જન શૂરમાં કંઈ ફેરવે આ રેંટીઓ,
સ્વધર્મની સેવા તણી છે ભવ્ય મૂર્તી રેંટીઓ;
મંદીર ને મસજીદમાં પધરાવજો આ રેંટીઓ,
સાઠ કોટી દ્રવ્યનો રક્ષક પિતા છે રેંટીઓ.
દુષ્કાળનો પણ કાળ છે આ ફાળ ભરતો રેંટીઓ,
ભૂખ્યા કરોડો ભાંડુનો છે અનપૂર્ણા રેંટીઓ;
ટાઢે થથરતાં રંક જનનો વસ્ત્રપૂર્ણા રેંટીઓ,
પંજાબ ખીલાફતનો છે ન્યાયપૂર્ણા રેંટીઓ.
આ શસ્ત્રહીણુ પ્રજાતણો છે શસ્ત્રપૂર્ણા રેંટીઓ.
ચક્ર સુદર્શન સમો રમરમ ફરંતો રેંટીઓ.
શાંતિ તણાં વાજાં ભલા વગડાવશે આ રેંટીઓ.
શ્વેત ઉપવીત ધારી વદતો વેદ મંત્રો રેંટીઓ.

ચેતન કુવારા દેશમાં ઉરાડતો આ રેંટીઓ,
મરૂભૂમિને રસબસ કરી ફળદ્રુપ કરતો રેંટીઓ.
જડ કાષ્ટનો જો કે બનેલો દીસતો આ રેંટીઓ,
ચેતન થકી ભરપુર ને જીવંત છે આ રેંટીઓ.

ખાએ નહી પીએ નહી સૂવે નહી આ રેંટીઓ,
થાકે નહી થોલે નહી ને કામ આપે રેંટીઓ;
સ્વરાજ્યના નિશાનમાં ચીતરાવજો આ રેંટીઓ,
આત્મશુદ્ધિનો અલૌકિક મંત્ર મોંઘો રેંટીઓ.

ગાવે કબીરા પદ મહીં કેછે પવિત્ર રેંટીઓ,
ગાંધી લખે નવજીવનમાં સ્વરાજ્યચાવી રેંટીઓ.
રટણુ કરજો રાતદિન બસ રેંટીઓ ને રેંટીઓ,
કળીકાળમાં ભગવાનનો અવતાર છે આ રેંટીઓ.

સંહારવા ગરીબાઇને ઉત્પન્ન થયો છે રેંટીઓ,
સરોવર તણાં મોતી ચરંતો હંસલો આ રેંટીઓ.
થાતાં પ્રસન્ન કણુ મોતીનો દેશે જગતને રેંટીઓ;
કવિઓ તમારા કવનમાં લખજો હુવે આ રેંટીઓ.

ગરબી મહીં બ્હેનો તમે ગાજો હુવે આ રેંટીઓ,
ભજનો મહીં ભકતો તમે લલકારજો આ રેંટીઓ.
શાળા મહીં ઇનામમાં તમે આપજો આ રેંટીઓ,
નાતો તણાં લહાણાં મહીં વેંચાવજો આ રેંટીઓ.

પંજાબ કન્યાદાનમાં જેમ પુત્રીને દે રેંટીઓ;
ત્યમ અન્ય પ્રાંતો હિંદના દો કન્યકાને રેંટીઓ.

પ્રતિ ગામડે પ્રતિ ઝુંપડે દાખલ કરો આ રેંટીઓ,
પ્રાચીન અમારા દેશમાં ઉદ્યોગ ગૃહનો રેંટીઓ.
જે ગાય સુણે સ્તોત્ર યાને ફેરવે આ રેંટીઓ,
વાસો થશે વૈકુંઠમાં છે વેદ વાક્યમ્ રેંટીઓ;

( ચંદુલાલ દેસાઇ. )

# સત્યાગ્રહી વીરોને

" પ્રીતે તમારા પ્રેમના અહીં આદર્યાં પૂજન અમે.
સાચા શૂરા સત્યાગ્રહી આજે પધારો મંદીરે;
સમશેર ભાલા બંદુકો ને તોપ ગોળા બોંબના,
સત્યાગ્રહીને એ નથી સાધન કશાંએ કામનાં.
સત્યાગ્રહી ખમસે દુઃખો આવી પડે જે ઉપરે;
સ્વરાજ્ય સાચું પ્રાપ્ત કરતાં મરણથી તે ના ડરે.
પોલીસ ગુપ્ત-સી-આઇ-ડી-કદી ખોટી રીતે જો નડે,
સત્યાગ્રહી સાચો કદીએ હાથ ઉંચા નવ કરે.
કદી જેલમાં રાખે ભલે પગ હસ્તમાં બેડી જડે,
ખોરાક પુરો ના મળે પણ નહીં લઢે એ નહીં લડે.
એવા મહાત્મા ગાંધીજીનાં આદર્યાં પૂજન અમે.
સાચા શૂરા સત્યાગ્રહી આજે પધારો મંદીરે. "

# બાળકોની યાચના

---

( રાગ—અમ્મા મુઝે અચ્છી શી ટોપી દીલાદો. )

મા મને ખાદીની ટોપી અપાવો,
ખાદીની ટોપી અપાવો—મા મને.

ખાદીનું પહેરણ ખાદીની ધોતલી,
ખાદીની કંથા પહેરાવો—મા મને.

ખાદીનું દફતર ખાદીના જોડા,
ખાદી શી સુંદર બનાવો;
( હાં—બાપુ—હાં ) મા મને.

બાપુ ગાંધીજીની દેશી નીશાળમાં;
સ્વદેશી ભણતર ભણાવો. મા મને.

પ્રીતે પ્રભુજીનાં ભજનો ગાતાં,
રેંટીઓ રૂડો કંતાવો;
( હાં—ભાઇ—હાં ) મા મને.

સ્વરાજ્ય લેઇશું સુતરના તાંતણે,
ખાદીનો મહીમા ગવાયો;
( હાં—બેહ્‌ના—હાં ) મા મને ખાદી.

હવે દો. સુંદરજી—મુંબાઇ.

# ભારત હમારા દેશ હૈ

" ભારત હમારા દેશ હૈ, હિત ઉસકા નિશ્ચય ચાહેંગે;
ઉસકે હિતકે કારણે, હમ કુછ ન કુછ કર જાયેંગે.
ભારત હમારી માતૃભૂમિ, ઉસકા ઋણ હમપર હૈ બહુત;
ઉનકે મિટાને કે લીયે, હમ કુછ ન કુછ કર જાયેંગે.
ભારત કે દુઃખપ્રદ અવનતિપર, ક્યોં ન અશ્રુ બહાવેંગે,
ઉનકે હટાનેકે લીયે, હમ કુછ ન કુછ કર જાયેંગે.
ધર્મ વિદ્યા ઔર ધનસેં, ઉન્નતિ ભારતકી હોવે,
ઉસ ઉન્નતિ કે માર્ગમેં, હમ કુછ ન કુછ કર જાયેંગે.
સંસાર કે ઉદ્ધાર હેતુ, કૃષ્ણ જન્મે જેલમાં,
તો ફિર ભલા હમ ક્યોં ડરેંગે, કુછ ન કુછ કર જાયેંગે.
ચાહે કિતને કષ્ટ હમકો, ક્યોં ન હો ઉસકે લિયે,
સબ સહેંગે મર મિટેંગે, કુછ ન કુછ કર જાયેંગે. "

( મુંબઈ કોંગ્રેસ )

---

# ખાદી-દેશની આબાદી

" બજાવી મોહને બંસી, ભણાવ્યો પાઠ ખાદીનો;
સુતેલું હિન્દ જગાડીને, સુણાવ્યો મંત્ર ખાદીનો. ૧
નીહાળી માલ પરદેશી, બન્યો તો દેશ દીવાનો;
કરી જાદુ એ ગાંધીએ, કર્યો ગુલતાન ખાદીમાં. ૨

ફસાઇ મોહના ફાંસે, બધો આ દેશ ચુસાયો;
દયા એ મોહને લાવી, બતાવ્યો માર્ગ ખાદીનો. ૩

જુવો સ્વરાજ્ય ખેંચાતું, સુતરના તાંતણે આવે;
સુધરવા હિન્દનું ભાવી, સ્વીકારો વસ્ત્ર ખાદીનાં. ૪

આઇ ફેશન ભુલી જાવો ખીલવવા દેશની સિદ્ધિ;
સપુત સંતાન ભારતના, કરો ઉદ્ધાર ખાદીનો. ૫

થતો બરબાદ ના પૈસો, બધો આ દેશમાં રહેતો;
હજારો રંક કુટુંબો, કરે એશાન ખાદીનો. ૬

રીસાઇ ગઈ બધી લક્ષ્મી, કુસંપી હિંદ જાણીને;
મનાવા લક્ષ્મી દેવીને, ધર્યો પોશાક ખાદીનો. ૭

ઘણો રૂડો ઘણો સોંઘો, ટકાઉ ને ઘણો સાદો;
વહાલા હિન્દને સારૂ, ભલો પોશાક ખાદીનો. ૮

વિદેશી માલ પહેરીને, કરેલાં પાપ ધોવાને;
" હવે પસ્તાયલા હિન્દે, સ્વીકાર્યો વેશ ખાદીનો. ૯

હશે જ્યાં પૂજ્ય એ ખાદી, થશે ત્યાં પૂર્ણ આબાદી;
ભલું જો દેશનું ચાહો, સ્વીકારો વેશ ખાદીનો. " ૧૦

---

# માતૃભૂમિની વંદના

" ઐ માતૃભૂમિ તેરે ચરણોંમેં શિર નમાઉં;
મેં ભક્તિ ભેટ અપની, તેરી શરણમેં લાઉં—ટેક.

માથેપે તું હો ચંદન, છાતીપે તું હો માલા;
જીહ્વાપે ગીત તું હો, મેં તેરા નામ ગાઉં—ઐ.

જિસસે સપુત ઉપજે, શ્રી રામકૃષ્ણ જૈસે;
ઉસ તેરી ધૂલીકો મેં નીજ શીષપે ચઢાઉં—ઐ.

માની સમુદ્ર જીસકી ધૂલીકા પાન કરકે;
કરતા હૈ માન તેરે ઉસ પૈરકો મનાઉં—ઐ.

વે દેશ માનવાલે ચઢકર ઉતર ગયે સબ;
ગોરે રહે ન કાલે તુઝકો હી એક પાઉં—ઐ.

સેવામેં તેરી સારે ભેદોકો ભૂલ જાઉં—
વહ પુણ્ય નામ તેરા પ્રતિદિન સુનું સુનાઉં—ઐ.

તેરેહી કામ આઉં, તેરાહી મંત્ર ગાઉં;
મન ઔર દેહ તુઝપર બલિદાનમેં ચઢાઉં—ઐ.



રસિક અને ચમત્કારિક નવલકથા

# વેર વસૂલ!

( સચિત્ર અને અદ્‌ભુત. )

લેખક:—ચંદુલાલ જેઠાલાલ વ્યાસ.

આજ સુધીમાં તમે ઘણી નવલકથા વાંચી હશે; પરંતુ જ્યારે આ નવલકથા વાંચવાનું શરૂ કરશો ત્યારે એમ થશે કે આ નવલકથા વાંચ્યા વિનાનું જીવન સાકર વગરના દુધ જેવું ફીકકું અને નિરસ છે. તેનો અદ્‌ભુત અને ચમત્કારિક પ્લોટ, રસિક ભાષા, જોરદાર શૈલી અને ભેદી પ્રસંગો વાંચકના હૃદયને ધડકાવી મેલે છે. આ નવલકથાની એકેકી નકલ દરેકે દરેક ગૃહમાં હોવીજ જોઇએ.

સુંદર છપાઇ, ઉંચા કાગળ પાકું સોનેરી પુંઠું, સંખ્યાબંધ ફોટોગ્રાફિક ચિત્રો. પૃષ્ઠ લગભગ ૩૫૦ મૂલ્ય રૂ. ૩-૦-૦ પોસ્ટેજ રૂ. ૦-૭-૦ અગાઉથી ઓર્ડર નોંધાવનારને ટપાલ ખર્ચ માફ.

પુંજાલાલ ભગવાન પારેખ,

સારાં અને સસ્તાં પુસ્તકો વેચનાર.

વઢવાણ સીટી.